# ધર્મપ્રસારના ગીતો.



વાર્તાપ્રસારક મંડળ તરફથી પ્રસિદ્ધ કરેલાં.



સુરત:
માં ક્રિ. રાજસેં છાપ્યાં તથા પ્રસિદ્ધ કીધાં.
ઈ૦ સ૦ ૧૯૨૬.

---

સઘળાં કિમ્મત ૦-૦-૩.

## ૧. પ્રભુને શરણે આવવાનું આમંત્રણ.

"રે સર્વ તરસ્યા, તમે પાણીની પાસે આવો; ને જેની પાસે કંઇ નાણું નથી તે તમે આવો, વેચાતું લો ને ખાઓ; વળી આવીને નાણાં તથા મૂલ્ય વિના દ્રાક્ષરસ તથા દૂધ વેચાતાં લો."

### ૨ તારણનો ઝરો.

ઝરો તારણનો ખોલીઓ, મહીં વહે છે નિર્મળ નીર;
 સઘળાં તારણ લો ટેક.
દેવ દયાથી આપતો, આ સૌને જીવન નીર;
 સઘળાં તારણ લો. ઝરો. ૧
પ્રભુ બોલાવે સર્વને, મટાડે તરસની પીડ;
 સઘળાં તારણ લો ઝરો. ૨
તરસ્યાઓ સહુ આવજો, આ પીવા નિર્મળ નીર;
 સઘળાં તારણ લો. ઝરો. ૩
શાને ખાબોચીયાં શોધવાં, આ મૂકી સુંદર નીર;
 સઘળાં તારણ લો. ઝરો. ૪
દામ ના બેસે નીરનું, કરૂણાથી ભાગે ભીડ;
 સઘળાં તારણ લો. ઝરો. ૫
મરો છો શાને કારણે, છે પુષ્કળ સારૂં નીર;
 સઘળાં તારણ લો. ઝરો. ૬
તારણ લો રે તારણ લો, આ પીતાં નિર્મળ નીર;
 સઘળાં તારણ લો. ઝરો. ૭

## ૨ સુવાર્તાનું નોતરૂં.

આવો ભાઈઓ આવો, સુવાર્તા સંભળાવીએ;
સંદેશો આકાશી અજવાળાનો જણાવીએ. આવો. ૧
જેથી શીખી નિતિ રીતી, શુભ વાત પાળીએ;
આકાશી પ્રજા થઈ સંઘાતે સ્વર ભાળીએ. આવો. ૨
પ્રીતિ પાપ તણી મુકી, શુધ્ધતાથી જોડીએ;
હોડીએ સુપંથ માંહે, કદી નહિ પડીએ. આવો. ૩
આકાશી મુગટ તારણનો. લઇ પહેરીએ;
દુઃખનો કોઠાર કાઢી, સુખ માંહે ભરીએ. આવો. ૪
જો અનંત સુખ મેળવવા, ઇચ્છા કરીએ;
તોતો ઝટ ચેતી ચેતી, પાપ થકી ફરીએ. આવો. ૫
અભિમાન ને કુવાચ, દૂરાચાર છોડીએ;
દીનતા શીખીને સહુ, સંગ પ્રીતિ જોડીએ. આવો. ૬
શીખી સત જ્ઞાનને, ઉમંગથી વિચારીએ;
તારણના આનંદમાં, દીન તો ગુજારીએ. આવો. ૭

## ૩ નોતરૂં.

ઘેર વળો, રે ઘેર વળો, સહુ જે ભટકેલા;
ઘેર વળો, તમ જે જગમાં, ખાધાં દુઃખ હેલાં. ટેક.
કાં ઘર મુકી તો હવડાં તમ દૂર ફરો છો?
દોષતણું જ્યમ દુઃખ વધે ત્યમ કાજ કરો છો? ઘેર૦ ૧
ઈસુ તો બોલાવ કરે, બહુ પ્રેમ કરીને;
મોત સહ્યું નિજ પ્રેમથકી, વધસ્તંભ ધરીને. ઘેર૦ ૨
આત્માનો ઘાટો પણ છે, સામર્થ્યે ભરેલો;
પ્રેમથકી તે બોધ કરે, હવડાં ફર વહેલો. ઘેર૦ ૩
મંડળી તેં પણ આવ કહી બહુ પ્યારા જણાવે;
ચહાનાનો દેખાવ કરી તુજ ભાવ મનાવે. ઘેર૦ ૪

જ્ઞાન કહે તમ સર્વ જાણો, તજજો મન ઘેલું;
વાર વિલંબ કરે મરશો, લ્યો સત્ય કહેલું. ધ્રે૦ ૫
મોત થયે નહિ માફ પછી, ન પછી ફરવાનું;
આ જગના દિન અલ્પ ઘણા, એમાં તરવાનું. ધ્રે૦ ૬

## ૪ પાપીઓને નોતરૂં.

સહુ પાપીઓ, ઈસુશરણે આવજો;
તે દે છે મુક્તિદાન રે વ્હેલા આવજો. ૧
સહુ પાપીઓ, ઈસુશરણે આવજો:
તે દે છે સ્વર્ગી જ્ઞાન રે વ્હેલા આવજો. ૨
સહુ પાપીઓ, ઈસુશરણે આવજો:
તે શાંતિનો દાતાર રે વ્હેલા આવજો. ૩
સહુ પાપીઓ, ઈસુશરણે આવજો;
તે ચાહે છે ઉદ્ધાર રે વ્હેલા આવજો. ૪
સહુ પાપીઓ, ઇસુશરણે આવજો:
તે નહિ કાઢે નિરાશ રે વ્હેલા આવજો. ૫
સહુ પાપીઓ, ઈસુશરણે, આવજો:
તે દે છે શુભ શુભ આશ રે વ્હેલા આવજો. ૬
સહુ પાપીઓ, ઈસુશરણે આવજો;
તે આવ્યો પાપી કાજ રે વ્હેલા આવજો. ૭
સહુ પાપીઓ, ઇસુશરણે આવજો;
છે તારણનો દિન આજ રે વ્હેલા આવજો. ૮
સહુ પાપીઓ, ઈસુશરણે આવજો;
તે લેશે સ્વર્ગી ધામ રે વ્હેલા આવજો. ૯
સહુ પાપીઓ, ઈસુશરણે આવજો;
તેનું મુક્તિદાતા નામ રે વ્હેલા આવજો. ૧૦

## ૫ તારણ લો.

તારણ લો સુખકારી, તારણ લો સુખકારી;
તારણનું સુખ ભારી, તારણ લો સુખકારી તારણ. ટેક.
ડુબી છો શાને કાજે, તારણ લો સુખકારી;
જીવ બચાવો આજે, તારણ લો સુખકારી. તારણ. ૧
પાપનો બોજો ભારી, તારણ લો સુખકારી;
દેશે પ્રભુજી ઉતારી, તારણ લો સુખકારી. તારણ ૨
તારણ વિણ નહિ ચાલે, તારણ લો સુખકારી;
તારણ ઈસુ આલે, તારણ લો સુખકારી. તારણ ૩
પ્રભુ ઇસુ છે ત્રાતા, તારણ લો સુખકારી;
તારણનો એ દાતા, તારણ લો સુખકારી. તારણ ૪
નહિ કંઈ નાણું બેસે, તારણ લો સુખકારી;
મફત તારણ દેશે, તારણ લો સુખકારી. તારણ. ૫
વૃથા ઉપાયો ત્યાગી, તારણ લો સુખકારી;
ઇસુ પાસે લો માગી, તારણ લો સુખકારી. તારણ. ૬

---

## ૬ પાપની ઊંઘથી જાગ્રત થાઓ.

રાગ કલ્યાણ.

પાપ ઊંઘથી સહુ ઉઠશો અરે,
થશો કદી અચેત તો વિનાશ તે કરે. ટેક.

પૌઢ પ્રબળ છે અરી આપણો, લલચાવે બહુ પેર;
ઉપરથી સારૂં દેખાડે, પણ અંદર છે ઝેર. પાપ. ૧
આદ્ય પિતા જે આપણનો, તે થયો દેવથી ભ્રષ્ટ;
પાપે ભ્રષ્ટ કરીને તેને, આપ્યું ભારે કષ્ટ. પાપ. ૨
આદમવંશ જીએ આપણ સહુ, પાપમાંય જનમેલ;
નખથી માંડી શીખા સુધી, પાપો છે ભરેલ. પાપ. ૩

દુષ્ટ બોજ એ દીન દીન પ્રત્યે, અધિકાધિક થાય;
આપણ શુભ કર્મોએ એથી, મુક્ત કદી ન થવાય. પાપ. ૪
એ બોજાથી મુક્ત થવાનો. એકજ છે ઉપાય;
તો ઇસુને શરણે જઈએ, તોતો એ ડલવાય. પાપ. ૫
શ્રવણ કરો સહુ વાણી તેની, કે છે કરી પુકાર;
આવો આવો મારી પાસે, હું ઉતારૂં ભાર. પાપ. ૬
"પાપે લાદેલાઓ આવો, મારી પાસે સહુ;
બોજ ઉતારૂં તમ સર્વનો, ને વિસામો દઉં." પાપ. ૭
આવો, સાહો શરણજ તેનું, થશે સરવનું કામ;
તે ચઢીયા આડેઅવળે તો જડશે કો કુઠામ. પાપ. ૮

---

૭

પદ

ભક્તિ કરો ભોળે ભાવેરે, ઇસુજીની ભક્તિ કરો ભોળે ભાવે.
ઇસુ વિના કેમ પાર ઉતરશોરે, સત્ય આધાર કાંથી ધરશો રે ॥
સ્મરણ કરજો ચિત્તમાં ધરજો રે, નમ્ર ભાવે તમે ફરજો રે ॥
ઢોંગ અદેખાઈ ગર્વને ત્યાગો રે, પવિત્ર મન શુદ્ધ ચાલ માગો રે ॥
જગની ગુરૂ સર્વે જુઠા જાણી રે, કેમ માનો છો જુઠી વાણી રે ॥
દાસ કહે સુનો પ્યારે ભાઇ રે, ઈસુજીને ગ્રહો તમ ધાઇ રે ॥

૮

પદ

તું ઇસુ પ્રભુકુ ધરલે, ઈમાનકા સોદા કરલે હો
યહ ઈમાન હૈ જગસે ન્યારા, જૈસા ચલના તરવારકી ધારા ॥
સચ્ચા સોદા કરો તુમ ભાઇ, ઇસુ પ્રભુ પર ચિત લગાઈ ॥
સચ્ચે ઈમાન બિન પાર પડીયે, કહો તુમ કૌન ઉપાય કરીએ ॥
બિશ્વાસ વિના નહિ ભક્તિ ભાઈ, ઇસુ વિના સબ ગોથે ખાઈ ॥
સચ્ચા સદ્ગુરૂ ઈસુ જાનો, ભવતારક ઉસીકો માનો ॥
દાસ પોકારે, અબ્બે જગત્રાતા, વિશ્વાસ પ્રેમ ભરો મેરે દાતા ॥

## ૯ તારણના ભોજનમાં સૌને બોલાવો.

સૂણો સૂણો ત્રાતાની આ વાત જો ;
તારણના ભોજનમાં સૌને નોતરો ૧
ફરજો ફરજો ગુર્જર દેશી ભ્રાત જો ;
તારણના ભોજનમાં સૌને નોતરો ૨
જાજો જાજો શહેરો ને સહુ ગામ જો ;
તારણના ભોજનમાં સૌને નોતરો. ૩
જઈ રસ્તે, ચકલે ને સર્વે ઠામ જો ;
તારણના ભોજનમાં સૌને નોતરો. ૪
ભૂખથકી બહુ જગના જાયે પ્રાણ જો ;
તારણના ભોજનમાં સૌને નોતરો. ૫
જુઓ જુઓ માગે બહુ જણ ત્રાણ જો ;
તારણના ભોજનમાં સૌને નોતરો ૬
તમ પર રાખે આશા વ્હાલો દેશ જો ;
તારણના ભોજનમાં સૌને નોતરો ૭
આપો આપો જૈને શુભ ઉપદેશ જો ;
તારણના ભોજનમાં સૌને નોતરો. ૮
રાખો રાખો ચિંતા સૌની ભ્રાત જો ;
તારણના ભોજનમાં સૌને નોતરો. ૯
પ્રીતે પ્રીતે કહેજો સૌને વાત જો ;
તારણના ભોજનમાં સૌને નોતરો. ૧૦

---

## ૧૦ પદ

પલક ના બીસરૂં, ઇસુ નામ.

જગકરતા પ્રભુ તારણદાતા, ઓહી હમારો સામ ॥
સાગર સમાના પાપ બહુત હૈ. પરલે ગયે પાયે નહિ ઠામે ॥
ઈસુકુ રટના ભવજલ તરના, પાઇયેં અવિચલ ધામ ॥
અખંડ નાવ સતગુરૂ ઈસુકી બિશ્વાસસે કરો હામ ॥
કહે વિશ્વાસી સુનો ભાઇ સાધુ, સ્વરગ હમારો આમ ॥

## ૨. ત્રાતાનો પ્રેમ.

"હે કષ્ટ કરનારાંઓ તથા ભારથી લદાએલાંઓ, તમે સર્વ મારી પાસે આવો, એટલે હું તમને વિસામો આપીશ."

### ૧૧ ખ્રીસ્તનું ચિત્ર.

છબી ખુબ સારી બહુ પ્યારી તારી, ઓ પ્રભુ ઈસુ લાગે રે. ટેક.
પ્રેમ દયા શુભ કરૂણા મમતા, દીપે છે સર્વાંગેરે. છબી. ૧
રાંકપાણું બહુ દીનતા નીરખી, મુજ મન મોટપ ત્યાગેરે. છબી. ૨
મિત્રોમાં તું શ્રેષ્ઠ સખા થઇ, બહુ વિધ સંકટ ભાગેરે. છબી. ૩
પ્રેમી કર દઇ નાથ ઉગારે, જીવ તુફાનો જાગેરે. છબી. ૪
આત્મિક યુદ્ધ ઢાલ ખરી તું, શત્રુબાણ ન વાગેરે. છબી. ૫
મહા મનોહર મિષ્ટ તું લાગે, તુજ સંગત મન માગેરે. છબી. ૬
શરણ ગ્રહીને નાથ દયાનીધ, ગાઉં નિરંતર રાગેરે છબી ૭
દાસ આપનો બહુ અભિલાષી, દર્શન નિત નિત માગેરે. છબી. ૮

---

### ૧૨ જગતે તેને ઓળખ્યો નહિ.

ત્રાતા દીન દયાળ, જગતે નવ જાણ્યો. ટેક.
પ્રેમ કરી જગ પાસે આવ્યો, કીધો નહીં સ્વીકાર. જગતે. ૧
અજવાળું જગ કાજ હતું પણ, જગે ચહ્યો અંધકાર. જગતે. ૨
જગનાં કષ્ટો કાપ્યાં તોપણ, કીધો જગે અપકાર. જગતે. ૩
બહુ રોગીના રોગ નિવાર્યા, રાખી કરૂણા પ્યાર. જગતે. ૪
પણ જગતે તો ક્લેશી કીધો, તેને વારંવાર. જગતે. ૫
આંખ ઉઘાડી અંધાની કે, નિરખે સૃષ્ટિ શૃંગાર. જગતે. ૬
જગતે આંખ મીંચી નવ ભાળ્યો, દૃષ્ટીનો દાતાર. જગતે. ૭
કૈંક મરેલાને કરૂણાથી, જીવાડ્યા તે વાર. જગતે. ૮
જગતે જીવનના દાતાને, ઈચ્છયો કરવા ઠાર. જગતે. ૯
જીવન દેવા જગને આવ્યો, પ્રેમ કરી વાર. જગતે. ૧૦
જગતે વધ કરવાને માંગ્યો, પાડી બહુ પુકાર. જગતે. ૧૧
એવા જગથી જૂદા થાજો, જો ત્રાતાનો પ્યાર. જગતે. ૧૨

## ૧૩ ખ્રીસ્ત જન્મોત્સવને પ્રસંગે.

જય જય ખ્રીસ્ત દયામય સ્વામી. ટેક.

સ્વરનું સુખ તેં મૂકી દીધું, માનવ દુઃખ નીહાળી;
નમ્રથી ભૂ લગ નિચો થઈને, છેક થયો તું ખાલી. જય. ૧
તું ધનવાન છતાં નિરધન થઈ, આવ્યો આ જગ માંહી;
સ્વર્ગભુવનનો રાજકુંવર તે, હીનપણાને ગ્રાહી. જય. ૨
માતા મરીયમ પેટે જન્મી, માનવદેહ તેં ધારી;
નમ્ર ગભાણે પોઢી વહાલા, કોમળ કાયા તારી. જય. ૩
આ જગ માંહે વાસ કરીને, જનહીત કાર્યો કીધાં;
અંધા, પંગા, ચંગા કીધાં, અંગ પરિશ્રમ લીધા. જય. ૪
પ્રેમ દયાથી નીશદીન વરતી, શુભ ઉપદેશ દીધો;
તોપણ જગતે અંધ બનીને, નાથ ન માની લીધો. જય. ૫
મુજ પાપે બહુ પીડીત કીધો વિંધ્યાં અંગો તારાં;
ગાઉં નિરંતર તુજ ગુણ ગીતો, પરમ પ્રીય પ્રભુ મારા. જય. ૬

---

## ૧૪ ૫૬

હેવે જોઈ પૃથ્વી પાપમાંરે, તારવા ત્રાતાને મોકલ્યો જો; ૧
અવતાર ધર્યો છે ગભાણમાંરે, તેનું નામ ધર્યું છે ઈસુ જો; ૨
વરસ બારનો બાળક તે થયોરે, ઉપદેશ આપ્યો મંદિર માંહે જો; ૩
સઘળા પંડીત અચરત પામ્યારે, જ્ઞાન કથાથી એ બાળકને જો; ૪
સવ શુભ સમાચાર સાંભળીરે, તેના ભક્તજનો હરખાય જો; ૫
ફર્યો ચહુદાહ આખા દેશમાંરે, અદ્ભુત કામો તેણે કીધાં જો; ૬
રોગી જનના રોગ મટાડ્યારે, પાપીને આપ્યું મુક્તિદાન જો; ૭
તેતરીસ વરસ જગતમાં રહ્યોરે, પાપી કાજે લોહી વહેવડાવ્યું જો; ૮
ક્રુસ ઉપર પોકાર પાડીઓરે; મારા દેવ, કેમ મુકી દીધો જો; ૯
ફાટ્યા મંદિર આંહેના પડદારે, આખા દેશપર અંધકાર થયો જો; ૧૦

ધરતી કાંપી ખડકો ફાટયારે, મુએલાં ઉઠી શહેરમાં જાયજો ; ૧૧
જમાદાર સિપાઇ ગભરાઇ ગયારે, પરાક્રમ જોઈને ઈસુનું જો ; ૧૨
મરણ પામી દાટાયો ઘોરમાંરે, પછી ગયો છે આકાશ જો ; ૧૩
જગતના અંતે પાછો આવશેરે, પવિત્ર દૂતોની ફોજ લઇને જો ; ૧૪
રણશિંગડાના નાદ વગાડશેરે, મુએલાં ઉઠી સઘળાં આવશે જો ; ૧૫
ખ્રીસ્તાચારી કહે મુક્તિ વિનારે, સ્વર્ગે જતું નથી કોઈ જો. ૧૬

૧૫ પદ

ગુરૂ કૌન પુરા ? જીનકે મનમે પ્રેમ ભરા ॥

સચા સતગુરૂ જાકો કહિયે, હોય જગસે ન્યારા ।
કલંક કપટ જામે મિલે નહિ, શુધબુધમે હોય પુરા ॥
લોભ સ્વાર્થ દૂર ત્યાગે, કલંક લે સિર ભારા ।
પાપી જનકે પાપ મિટાવે, ઔર કરે ઉધ્ધારા ॥
વૈસા સતગુરૂ હમને દેખા, ઇસા મસીહ ભરપુરા ।
પાપી જનકે પાપ મિટાવે, ટાલે ઢીલકો કુડા ॥
જગતી ગુરૂ નહિ પાપ નિવારે, લોભ રાખે દિલમાંઈ ।
તન, મન, ધન સબ અર્પણ માગે, દાસ કહે ચેતાઇ ॥

૧૬ પ્રાયશ્ચિત્ત.

જુઓ આ થંભને ધારી રે ;
વેઠે પ્રભુ વેદના ભારી રે. ટેક.

ખીલાથી તેનું અંગ ભેદાયું, રૂધીરની થઈ ધાર;
સહે છે પીડા એ ભારી રે. જુઓ. ૧
પાપનો દંડ છે આકરો કેવો, જુઓ જુઓ સહુ કોઈ;
માગે દુઃખ પ્યાસથી વારી રે. જુઓ. ૨
બુમ પાડે છે ઉંચે તે કેવી, "મુકી દીધો કેમ દેવ;"
કહે છે ઈસુ પુકારી રે. જુઓ. ૩

આપણાં પાપનો બોજ ધરીને, બનીને બદલો આપ;
સાધે છે મુક્તિ તે સારી રે. જુઓ. ૪
પાપ નિવારવા આપ મુઓ છે, ટાળવા પાપનો શ્રાપ;
ઉઘાડવા સ્વર્ગની બારી રે. જુઓ. ૫
થંભની ઉપર ઉંચો થયો છે, જીવન દેવાને એ;
નિહાળજે દ્રષ્ટીએ તારી રે. જુઓ. ૬
રૂધીર ધાર જે અંગથી વહેતી, ધોશે સહુ તુજ પાપ;
દેશે સહુ ડાઘ વિદારી રે. જુઓ. ૭
પ્રેમ અનૂપ ને રેમનો ભૂપ એ, બોલાવે પાપીને પાસ;
નિહાળજે દ્રષ્ટીએ તારી રે. જુઓ. ૮

## ૧૭ પ્રાર્થના.

પ્રભુ મજ, તારણ દે પતિતોને, તારણ દે પતિતોને,
પ્રભુ મજ, તારણ દે પતિતોને. ટેક.

પુણ્ય નથી, પ્રભુ, મારી પાસે, પાપ ઘણાં મજ માથે; પ્રભુ૦ ૧
નિશદિનના તો બહુ અપરાધે હું અતિ દોષિત સાથે; પ્રભુ૦ ૨
વૈદ નથી, પ્રભુ, તુજ વિણ કોઇ, સાજો કર સહુ વાતે; પ્રભુ૦ ૩
સર્વ સમર્થ ખરો તું ત્રાતા, રાખ મને તુજ હાથે; પ્રભુ૦ ૪
શું કરવું તે કહે, પ્રભુ, નાથા, મૂર્ખ ઘણો હું જાતે; પ્રભુ૦ ૫
તુજ સ્તવનો હું ત્યારે ગાઉં, સંતોની સંઘાતે; પ્રભુ૦ ૬

## ૧૮ ૫૬

વહેલા વહેલા વહેલા પ્રભુજી, મારે મંદિરે આવજોરે; ટેક.
મનડા કેરાં મંદિર બનાવું, રૂદીઆમાં રહેજોરે; ૧
તન, મન, ધન, પ્રભુજી, સહુ સોંપું છું તમને રે; ૨
પવિત્ર આત્માથી ભરપુર કરો, આશીર્વાદો આપો રે; ૩
શેતાન શત્રુ જોર કરે છે, નરકમાં લઈ જવા રે; ૪
સતની તલવાર મને આપો, શેતાન સાથે લડવા રે; ૫
લડતાં લડતાં મરણ પામીને, સ્વર્ગી મુગટ લઇશું રે. ૬

## ૩. ત્રાતાથી મળેલો આનંદ.

"તેણે મારા પર પ્રેમ કીધો, ને મારે સારૂ પોતાને અર્પી દીધો."

૧૯ પદ

ભાઇ, મને ભાગ્યે મળ્યો છે, ઈસુ ગુરૂ તારણહાર ॥
તન, મન, ધન મારા પ્રભુને અર્પું, તેની જાઉં બલિહાર ॥
મજ પાપીનું તારણ કરવા, આવ્યો જગમોઝાર ॥
સરગજ છોડી જગમાં આવ્યા, ટાળવા કલંકકેરો ભાર ॥
પાપી જગને દેખી દયાલે અનેક કિધા ઉપકાર ॥
જે જન આશ ઇસુ પર રાખે, તે પામશે ઉદ્ધાર ॥
કહે વિશ્વાસી ગુરૂગુણ ગાઈ, ઇસુનો બોલો જયકાર ॥

૨૦ પદ

ઇસુને શરણે જાઉં મારા પ્રભુ ઇસુને જાઉં ॥
ઇસુથકી સહુ પાપો ટળે છે, એથી ઘણો હરખાઉં ॥
મહા દયાળુ ઈસુ કહેવાઈ, તેની વારી વારી જાઉં ॥
પ્રભુ-ઈસુ છે જગનો ત્રાતા, તેથી તારણ હું પાઉં ॥
દાસ કહે જો હું ઇસુ વિનાનો, તો નિશ્ચે ઉદાસ થાઉં ॥

૨૧ પદ

પ્રીત મારી બાંધી હો, સતગુરૂથી ॥
એ સતગુરૂની બલબલ જાઉં, છુટો કીધો દુર્જનથી ॥
હીરા માણેક જવાહીર કરતાં, મોટો માનું છું ત્રિભુવનથી ॥
અંગ દું, ધન દું, મન દું સર્વે, સેવું પ્રેમ બંધનથી ॥
પાપીનાં પાપ નિવારણ કરવા, ઇસુ આવ્યો ગગનથી ॥
એ સતગુરૂના આવ્યાથકી, બચ્યો છું અનંત અગનથી ॥
કહે વિશ્વાસી માનો મારા ભાઇ, તારણ ઈસુ શરણથી ॥

### ૨૨ આનંદનાં કારણો

આનંદ ઉર છે રે, મજને મળીઓ તારણહાર;
મારા નાથની રે, કરૂણા થઈ છે અપરમપાર. આનંદ. ટેક.
ભવસાગરમાં રે, મારૂં નાવ થયો તે નાથ,
દીઠો ડુબતો રે, પ્રભુએ ઝાલ્યો મારો હાથ. આનંદ. ૧
પાપ નિવારીઆં રે, પ્રભુએ મજ પર આણી રે'મ;
જીવન આપીયું રે, પ્રભુએ મજ પર રાખી પ્રેમ. આનંદ. ૨
દેવ દયાળુ એ રે, મજને કરીઓ તેનો બાળ,
રાખે પ્રેમથી રે, એ તો નિત મારી સંભાળ. આનંદ. ૩
પ્રભુએ આપીઓ રે, મજને સાબ્બાથનો શુભ વાર,
સેવાભક્તિના રે, આપ્યા ધારા રાખી પ્યાર. આનંદ. ૪
ગ્રંથ દીધો મને રે, તે તો મજ અજવાળા માટ;
થઇને ભોમીઓ રે, એ તો દેખાડે છે વાટ. આનંદ. ૫
સ્વર્ગી વાટમાં રે, મારો કેવો રૂડો સાથ;
પ્રીતે દોરશે રે, મજને હેતે મારો નાથ. આનંદ. ૬
અંતે આપશે રે, મને સ્વર્ગભુવનમાં વાસ;
સ્વર્ગી ધામમાં રે, મારો ઈસુ છે ઉલ્લાસ. આનંદ. ૭

### ૨૩ જીવનદાતા મળ્યો.

મારૂં સુખ છે બહુ ભારી રે, જીવનદાતા મળીઓ રે;
મારા દોષ લીધા ટાળી રે, જીવનદાતા મળીઓ રે. ૧
મને શાંતિ અદ્ભુત આપી રે, જીવનદાતા મળીઓ રે;
મારે ઉર ગાદી સ્થાપી રે, જીવનદાતા મળીઓ રે. ૨
મને રોજ તે સંભાળે રે, જીવનદાતા મળીઓ રે;
મને રોજ પ્રેમે પાળે રે, જીવનદાતા મળીઓ રે. ૩
મારી આશા છે સૌ તેમાં રે, જીવનદાતા મળીઓ રે;
મારા ખાસ લાભો એમાં રે, જીવનદાતા મળીઓ રે. ૪

મારૂં જીવન તે પાણી રે, જીવનદાતા મળીઓ રે;
મારી પીડા તેણે જાણી રે, જીવનદાતા મળીઓ રે. ૫
મારી ભૂખ ભાગી તેણે રે, જીવનદાતા મળીઓ રે;
મારી ભીડ ભાગી તેણે રે, જીવનદાતા મળીઓ રે. ૬
મને પાન અમૃત દીધું રે. જીવનદાતા મળીઓ રે;
મારાં પાપનું વિષ પીધું રે, જીવનદાતા મળીઓ રે. ૭
મારો રોજનો તે સંગી રે, જીવનદાતા મળીઓ રે;
એનો પ્રેમ ભાળું જંગી રે. જીવનદાતા મળીઓ રે. ૮
મને અંતે સ્વર્ગે લેશે રે, જીવનદાતા મળીઓ રે;
મને શાંતિ પૂરી દેશે રે, જીવનદાતા મળીઓ રે. ૯
હું તો ગીત ગાઉં તેનાં રે, જીવનદાતા મળીઓ રે;
હું તો નિત સુખીઓ એમાં રે, જીવનદાતા મળીઓ રે. ૧૦

---

## ૨૪ ભક્તિ.

ભક્તિતણો રસ ભક્તો જાણે, સંસારી જન શું જાણે?
ખાખરની ખીસોડીં ક્યાંથી, મીઠપ સાકરની માણે? ભક્તિ ૧
ગુલાબમાં જે વાસ મનોહર, ગુંગો તે તો શું જાણે?
સંસારી જગમાં રહીને ત્યમ, ભક્તિનો રસ નવ જાણે. ભક્તિ. ૨
સૂરજનું અજવાળું કેવું, અંધાને નહિ ગમ તેની;
કેવું તે ઉપયોગી સારૂં, તેને કિમ્મત નહિ એની. ભક્તિ. ૩
પ્રભુસમાગમની જે ઘડીઓ, તેનું સુખ નહિ વરણાશે;
માણે તે જન સમજે સંધું, જીભથકી નવ કે'વાશે. ભક્તિ. ૪
ભક્તિરૂપી તો સુંદર હીરો, ભક્તોએ લીધો ખોળી;
સંસારીને એ નહિ ભાવે, કિમ્મત તેને મન કોડી. ભક્તિ. ૫
પ્રભુભજન છે અમૃત જેવું, સંતો તો એ બુઝે છે;
પ્રભુ વિનાના પ્રાણીને તે, આંખ છતાં નવ સુઝે છે. ભક્તિ. ૬

સંસારી જગ કડવું માગે, અમૃતને ગણતાં ઠાલું;
અફીણના બંધાણીને જ્યમ, અફીણ કડવું પણ વ્હાલું. ભક્તિ. ૭
સંસારી જગને મધ માની, ચુસી સુખીઓ રે' તેમાં;
અંતે તે મધ વિખસમ લાગે, કારજ ના સરતાં એમાં. ભક્તિ. ૮

૨૫

હે પ્રભુ મારા, તારણહારા; ભુલું ન તુજ દુઃખ સ્વામી હમારા.
હે પ્રભુ ટેક.
તેં નીરદોશ છતાં બહુ વેઠયાં અપરાધી સમ દુઃખ હમારાં. હે પ્રભુ.
પાપ નિવારણ મારૂં કીધું, બોજ લઇ શીર પર તેં તારા. હે પ્રભુ.
ન્યાયાભૂષણ મજને દીધું, દૂર કરી અત્ર સંધાં મારાં. હે પ્રભુ.
મુજ પાપી પર બહુ ઉપકારો, કીધા વિધવિધના તેં સારા. હે પ્રભુ.
માટે નીશદીન થઇ હું તારો. ગાઇશ ગીત ઉલ્લાસે હું તારાં. હે પ્રભુ.

## ૨૬ ખ્રીસ્તનું નામ.

રાગ બિભાસ.

લાગે બહુ વહાલું તારૂં નામ તારનારૂં,
નામ તારનારૂં તારૂં, નામ તારનારૂં. લાગે. ૧
અઘથી છોડાવનારૂં, મોક્ષ માંહે તેડનારૂં,
કેમ રે વિસારૂં સારૂં, નામ તારનારૂં? લાગે. ૨
કનક આવ્યું છે હાથ, ગ્રહું કેમ અન્ય ધાત;
રટું દીન રાત, નાથ, નામ તારનારૂં. લાગે. ૩
મમ મન ભૂલે જો તે, યુદ્ધ કર જોઈ તો તે;
શિલ્લા લેખ પેઠે ચોંટે નામ તારનારૂં. લાગે. ૪
ભલે દુઃખ શિર તૂટે, વેરી થાય જુથ્થ જુથે;
કદી ન વિખુટે છુટે, નામ તારનારૂં. લાગે. ૫
લગની લાગી છે તારી, રહે સદા પાસ મારી;
વિનંતી સ્વીકારી ભારી, ભય હે વિદારી. લાગે. ૬

# ૪. અલ્પાયુષ્ય.

"જ્યાં સુધી દહાડો છે, ત્યાં સુધી આપણે દેવનાં કામ કરવાં જોઇએ; રાત આવે છે કે જ્યારે કોઇથી કામ થતું નથી."

૨૭ "પ્રભુ મળે છે એટલામાં તેને શોધો."

રાગ પદ. (ભોળા ભુલમાં શું ફરે ભમતો. એ રાગ.)

આ અવસર છે બહુ સારો રે, ઝટપટ પ્રભુને કર ત્હારો. ટેક.

હમણાં શોધ કરે છે ત્હારી, બહુ કરૂણાથી તે તો;
"પાપીના મરણે નહિ રાજી," ત્રાણ ચહે છે એ તો રે. ઝટપટ. ૧

હાલ દયાનાં દ્વાર ઉઘાડી, કરૂણા તે દરશાવે;
બંધ થશે જે વારે ત્યારે, નહીં ખોલે ખખડાવે રે. ઝટપટ. ૨

હમણાં ત્રાતા શર્ણે જાતાં કરશે આદર ત્હારો;
વખત ગયે ત્યારે નવ સુણશે, ત્હારા દીન પોકારો રે. ઝટપટ. ૩

આવરદા ઓછી થાયે છે, દીન દીન વીતે તારી;
ઝટ જીંદગી પુરી થઇ જાતાં, બંધ થશે સહુ બારી રે. ઝટપટ. ૪

માટે ફર હમણાં પ્રભુ ગમ તું, માન્ય સમય આ ત્હારો;
જીવનદાતાને શર્ણે જઇ, પામ ભલો છુટકારો રે. ઝટપટ. ૫

---

૨૮ તારણ શોધો.

સહુ કરો તૈયારી, વિનંતી મારી, તારણ શોધવા;
શું બેઠા વિસારી, વાત એ ભારી, કરો તૈયારી, તારણ શોધવા. ટેક.

ઉદધીરૂપ આ વિશ્વમાં, ખારી પાપ ભરપૂર;
શોધશો તોતો પહોંચશો, નહિ તો બુડશો ભાઇ જરૂર,
લીઓ ધ્યાનમાં ધારી, વિનંતી મારી, કરો તૈયારી, તારણ શોધવા. ૧

સમજો છો સહુ દીલ વિષે જે, નહીં અચળ આ ઠામ ;
તોપણ એદીશાહ થઇ, કેમ નાશ થાઓ છો આમ ?
આ કેવી નઠારી, ચાલ તમારી, કરો તૈયારી, તારણ શોધવા. ૨
મૃત્યુ આવી ઝડપશે, જેમ તેતર પર બાજ ;
તરફડતા રડતા જશો, નહીં સીધશે એકે કાજ,
પછી થશે લાચારી, સ્થિતિ તમારી, કરો તૈયારી, તારણ શોધવા. ૩
રડવું ને દંત પીસવું, થશે ત્યારે ભાઇ ;
ઈનસાફે પ્રભુ પુછશે, કહો કેવું કહેશો ત્યાંઇ,
નહીં બોલવા બારી, ત્યારે તમારી, કરો તૈયારી, તારણ શોધવા. ૪
જો પુછો કો સુજને, ક્યાં શોધું હું એ ;
" **ખ્રીસ્ત વિના તારણ નહિ,** " નહીં ભાગે એવું નાવ છે,
આવો બેસવા મારી, વાત વિચારી, કરો તૈયારી, તારણ શોધવા. ૫

---

## ૨૯ અલ્પાયુષ.

જરા તું નજરે જો ધારી, જરા તું નજરે જો ધારી ;
આ ચાલ્યું આવરદા જ્યમ, ચાલે વ્હેતું વારી. જરા તું. ટેક.
વેગ આવરદાનો ભારી, વેગ આવરદાનો ભારી ;
દોડે છે એ રાખ બનાવવા, કાયાને ત્હારી. જરા તું. ૧
સમજ જીવ નહીં રે ગાફલ તું, સમજ જીવ નહીં રે ગાફલ તું ;
ઝટપટ તુજને ઝડપી લેશે, ત્યારે કરશે શું ? જરા તું. ૨
જીંદગી ઝટ પુરી થાશે, જીંદગી ઝટ પુરી થાશે ;
કુસુમ લલિત કરમાતાં જેવી કરમાઇ જાશે. જરા તું. ૩
ચહી જગ સુખ દોલત ઝાઝા, ચહી જગ સુખ દોલત ઝાઝા ;
આયુષ વ્યર્થ ગુમાવી ત્હારૂં, મૂકીશ નહિ માઝા. જરા તું. ૪
સજ્જન ધર સદ્બુદ્ધિ સારી, સજ્જન ધર સદ્બુદ્ધિ સારી ;
સાર્થક જીવન કરવાને કર, તારણ તૈયારી. જરા તું. ૫

## ૩૦ આપણે પરદેશી છીએ.

( વારૂ મારા વીરા રે, ન કરીએ સંગ નિચનો હોજી. એ રાગ. )

પરદેશી પંથી રે છીએ સહુ આપણે હોજી ;
ભટકીએ છીએં ભવરાનની માંય. પરદેશી. ટેક.

ગણું નહીં જગરે, વતન પોતાતણું હોજી ;
થયું કોનું ધામ આ જગત એ ભાય? પરદેશી. ૧

મોટા મોટા ભૂપરે, ગયા મહા શ્રીમંતો હોજી ;
ગયા હાલ નામ પણ તેમનાં ભુંસાય. પરદેશી. ૨

નિશા સમે પક્ષી રે, મળે બહુ એકઠાં હોજી ;
તેમ મળ્યાં છીએ જગ તરૂવર છાંય. પરદેશી. ૩

જ્યારે અહીંઆંનો રે સમય પુરો થશે હોજી ;
ત્યારે ઉડી જઈશું, ન ક્ષણ રહેવાય. પરદેશી. ૪

સ્વદેશની ગમ રે, ચીત નીત રાખજો હોજી ;
ઉપરનાં શોધવાં વાનાં નીત આંય. પરદેશી. ૫

વિશ, જોઇ જોઈ રે, વસ્તુઓ વ્હોરજો હોજી ;
જેજે જગવાનાંથી તું અમથો લદાય. પરદેશી. ૬

## ૩૧ જગતની પ્રીતિ તોડો.

પ્રીત તોડો, પ્રીત તોડો, જગતની પ્રીત તોડો રે ; ટેક.

જગીક વાનાં, ક્ષણિક ઠાલાં, શીદને આદ્યું ફોડો. જગતની. ૧
દેવ ને જગની સેવા ન થાએ, જગતને તરછોડો. જગતની. ૨
જગીક લાવ એ દેવથી વૈર છે, પ્રીતિ પ્રભુસંગ જોડો. જગતની. ૩
જગતને લપટીને રે'તાં, નાશ પામ્યા છે કોડો. જગતની. ૪
સંસાર કરશે હાનિ મહા મોટી, લાભ દેખાડી થોડો. જગતની. ૫
જગીક વાનાં ડુબાવી દેશે, ઈસુની બાંય ન છોડો. જગતની. ૬

## ૩૨ જીવને ચેતવણી

જોને જોને, ઓ જીવડા, જોને અંધારૂં થાએ છે;
તારી જીંદગીનો દહાડો જી રે, આ આથમી જાએ છે. જોને ટેક.

મોયો મોયો તું જગને જી રે, હવે નહિ જગ તારૂં;
રહ્યો તારણ વિના તું રે, કીધું નહિ તેં સારૂં. જોને. ૧

ખરૂં ખરૂં તેં નાખ્યું જી રે, ગુમાવી કાં દીધું?
તેં તો અમૃત ઢોળી જી રે, આ વિખ શીદને પીધું? જોને. ૨

હવે મરણમુખથી જી રે, ઉગારી કોણ લેશે?
તારી અંધારી વાટે જી રે, દિલાસો કોણ દેશે? જોને. ૩

ત્હારાં સગાં ન આવે જી રે, આ કાળે તુજ વ્હારે;
ત્હારા દહાડા છે દોહેલા જી રે, થશે હાય હાય ત્યારે. જોને. ૪

તું તો ત્રાતા વિનાનો જી રે, ઓ તે દા'ડે ઝુરશે;
તું તો સ્વર્ગ વિનાનો જી રે, ઓ તે દા'ડે રડશે. જોને. ૫

હવે ડાહ્યો તું થઈને જી રે, કહ્યું કર તું મારૂં,
તું તો ઈસુને શરણે જાને, તારણ કરશે ત્હારૂં. જોને. ૬

---

## ૩૩ દશ કુમારીકાનું દૃષ્ટાંત.

દશ કુમારીકાઓ નીકળી, ગઈ વરને મળવા બ્હાર;
મળવા ચાલી સુંદર વરરાજાને. ૧

સહુ મશાલો લઈને નીકળી, થઈ વરને આવતાં વાર;
મળવા ચાલી સુંદર વરરાજાને. ૨

સહુ ઉંઘી ગઇ ઝોકાં ખાઈ, મધરાતે પડયો પોકાર;
મળવા આવો સુંદર વરરાજાને,

હતી પાંચ ડાહી મહીં સુંદરી, તેઓ થઈ ગઈ તૈયાર;
મળવા ચાલી સુંદર વરરાજાને. ૪

હતી પાંચ તેમાંની મૂરખી, નો'તું તેલ પાસે લગાર;
મળવા ચાલી સુંદર વરરાજાને. ૫
તેની મશાલો હોલવાઈ જાય છે, મંડી વિમાસવા તે વાર;
મળવા ચાલી સુંદર વરરાજાને. ૬
ગઈ ચૌટામાં દિવેલ ખોળવા, વીત્યો વખત રહી ગઈ બ્હાર;
મળવા ચાલી સુંદર વરરાજાને. ૭
આવી પાછી જુઓ સહુ બાળાઓ, દીઠાં બંધ કરેલાં દ્વાર;
મળવા આવી સુંદર વરરાજાને, ૮
રૂવે, પોકારે સર્વે સુંદરીઓ, અરે પ્રભુ, તું દ્વાર ઉઘાડ;
મળવા આવી સુંદર વરરાજાને. ૯
પ્રભુ કહે સુણો સહુ સુંદરીઓ, તમે રહ્યાં ન કેમ તૈયાર;
મળશો નહિ સુંદર વરરાજાને. ૧૦
હું તો પીછાણું નહિ બાળા તમને તમે સદાય રહેશો બ્હાર;
મળશો નહિ સુંદર વરરાજાને. ૧૧

---

## ૩૪ ટુંકી જીંદગી.

(એક દિન એવો આવશે, તે મારા રૂદીયામાં સાલે જી—એ રાગ).

શાણા, કહું એક વાતડી, મારા અંતરમાંની જી,
ભક્તિ કરી લે ભલો થઈ, ટુંકી છે જીંદગાની જી. ટેક.
ન્હેલાં કે મોડાં આવશે, મોતનાં કુર તેડાં જી,
ઝડપી લેશે ભાઈ ઝડપમાં, હોય વેળા કવેળાજી જી. શાણા. ૧
બાળકરૂપ સોહામણી, વાડી કોમળ તારી જી,
ભેલાઇ જાશે ભૂલીશ મા, એક દી અણધારી જી. શાણા. ૨
શું ભાસે છે સ્મશાનમાં, જઈ જો રજ પ્રાણી જી,
વર્ષોનાં વર્ષથી ભલભલા, સુતાં છે સોડ તાણી જી. શાણા. ૩
પંખી પડે મેળ્યા આપણે, થોડી મુદત માટે જી,
જેનો સમય જ્યારે થશે, પડશે તે ઝટ વાટે જી. શાણા. ૪

આગળ વાટ છે દોહલી, મન લેજે વિચારી જી,
સાથ સદાનોજ શોધજે, ઉકલે વાટ તારી જી. શાણા. ૫
વિર વેળાસર ચેતજે, મૂકી મિથ્યા વડાઈ જી,
વસ્તુ ખરી તું ખરીદજે, જોજે જાતો ઠગાઇ જી. ગાણા. ૬

---

### ૩૫ ઇસુને તારામાં આવવા દે. ટેક.

આવવાને દે આજે, આવવાને દે;
સ્વર્ગી પરોણાને મહીં આવવાને દે.
ઠોકે છે તે દ્વાર આજે, ઠોકે છે તે દ્વાર;
પ્રભુપુત્રને તું માંહે આવવાને દે. આવવા ૧
હૈયું ખોલી દઈ આજે, હૈયું ખોલી દઇ;
મિત્ર કરી લઇ તેને આવવાને દે. આવવા. ૨
ઢીલ નહીં કર આજે, ઢીલ નહીં કર;
રખે તને તજી દઇ ચાલ્યો જાય તે. આવવા. ૩

---

### ૩૬ તારણના દિવસ જતા રહે છે.

જાય છે જાય છે જાય છે રે, રૂડા તારણના દીન જાય છે. ટેક.
આજે કૃપાનાં દ્વાર ઉઘાડાં, વળતી એ બંધ કરાય છે રે. રૂડા. ૧
મરણમુખમાં તું તો છે પ્રાણી, સોડ તાણી કાં સુનાય છે રે. રૂડા. ૨
આયુષ્યનો જે સુરજ તારો, જોને આથમતો જાય છે રે. રૂડા. ૩
મારૂં તારૂં તું કરે શા કાજે, ખાલી હાથે તો જવાય છે રે. રૂડા. ૪
અમૃતને તું અળગું મેલી, ઝેર હળાહળ ખાય છે રે. રૂડા. ૫
જે રે જગતમાં ગુંથાયો તું તો, અંતે ન તારૂં થાય છે રે રૂડા ૬
તારણરૂપી હીરો ન મળીઓ, તેઓ ઘણું પસ્તાય છે રે. રૂડા. ૭
જીવનદાતા નાથ ન મળીઓ, ફોકટ ફેરો થાય છે રે. રૂડા. ૮

---

# માનવનું કર્તવ્ય.

"જગત તથા તેનો લોભ નાશવંત છે, પણ ઈ ઇચ્છા જે કોઈ પૂરી કરે તે સદા ટકી રહેશે."

## દસ આજ્ઞાઓ :

૧લી. ઈશ્વર એક જ છે, તેને માનવો.
૨જી. ઈશ્વર નિરાકાર છે, તેની મૂર્તિ બનાવીને પૂજવી નહિ
૩જી ઈશ્વરના નામની મર્યાદા રાખવી
૪થી. આતવાર પવિત્ર પાળવા
૫મી. માબાપનું સનમાન રાખવું.
૬ઠી. ખૂન કરવું નહિ
૭મી. જારકર્મ કરવું નહિ
૮મી. ચોરી કરવી નહિ.
૯મી. જુઠું બોલવું નહિ.
૧૦મી લોભ રાખવો નહિ

## પ્રભુની પ્રાર્થના

ઓ આકાશમાંના અમારા બાપ, તારૂં નામ પવિત્ર મન તારૂં રાજ્ય આવો. જેમ આકાશમાં, તેમ પૃથ્વી પર તારી પૂરી થાઓ. દિવસની અમારી રોટલી આજ અમને આપ. અમે અમારા દેવાદારોને માફ કર્યું છે, તેમ તું અમારાં દેવાં માફ કર અને અમને પરીક્ષામાં ન લાવ, પણ ભુંડાથી છુટકો કર

તથાસ્તુ.